# જરથુશ્ત્રા.

પેગમ્બર જરથોશતની જીંદગી અને જમાનાનો
મુખ્તસર હેવાલ.



સંગીત કીરતન.



પ્રથમ રજુ થયુ મુંબઈમા અકટોબર ૧૯૦૫

મરહુમ મી૦ ખ. રૂ. કામાના પ્રમુખપદ હેઠલ.

ધોભીતલાવ ફ૦ કા૦ હૉલમાં.

રચનાર, કથનાર તથા પ્રગટ કરનાર.

ડી. એન. પટેલ.

---

બીજી આવૃતી

નકલ ૧૦૦૦

---

મુંબઇ ૧૯૨૫.

---

કીંમત આના બે.

"I expect to pass through this world but once. If therefore, there be any kindness I can show, or any good thing I can do to any fellow-Human Being, let me do it NOW for I shall not pass this way again."

OMAR KHAYAM.

## ગાયન. પહાડી—જીલ્લા

## જરથોશતના જન્મની ખુશાલીમા કુદરતનુ ખીલી રહેવું.
## બહારની ફસલ.

### શેર

ખીલી રહી ખુબ તોરથી—કુદરત થઈ ખુશહાલ,
મોસમ હસીને બહારની—રંગે બની રસાલ.—૧
દીન હતો નેક આજનો—કુલ ખુશ હતી મીનોઇ,
ખુશી હતા યઝદો તમામ—ખુશી ખુદાવંદ જોઇ.—૨

ખિલી જગમે કુદરત ગુલજારી,
રચના થઇ રહી ખૂબ ન્યારી—૧
આકાશે વાંણી લલકારી,
નાબુદ થાઇ અંધારી—૨
યઝદો આજે—ખુશ એક અવાજે,
અદના આલા—બલહારી —૩

### શેર.

મેહર છાઈ જગત ઉપર—જન હરખે હર ઠામ,
વખ્ત થયો જરથોશ્તનો—કુદરતનુ એ કામ.
દુનિયાને દેખાડવા—મોકલ્યો તે મહાન,
ધર્મ શીખવીને ગયો—તે વક્ષે વક્ષુરાન.

---

### ખ્વાબ જોઇ ભડકી ઉઠી, અરજ કીધી હાગદાએ દાદાર અહુરમઝદને.

ગાયન. પીલુ.

શેર

સુતી આસવંતી જઈ નેકજાત,
દીઠો ખાબ એવો ભયકર તે રાત,
ઉઠી ઝપકી જોયુ તો દીઠી. પ્રભાત
રે દાતા ત્રાતા તાર મને–તું મારા દસ્તગીર,
જોઈ ધડકે દીલ આ ખ્વાબ મારૂ,
કેમ કરૂ તદબીર —૧
ભડકી ભારી ખ્વાબ જોઇને-
ઉઠી ઝપકી સુધ ખોઇને-
પાલનહારા જગનામારા, કંપે મુજ શરીર —૨

*  *  *  *

થઇ ગાફેલ બન્દી નાર બીચારી,
કોણ કહે તાસીર–ઓ દાતા.

---

ગાયન. કાલીંગડો.

ધ્યાંન કીધું હાગદાએ પોતાનાં ખ્વાબનુ.

ધ્યાન ધરી તમ, સુણો નજુમી, જોયો ખ્વાબ મેં સ્વપનામાં.
ન કોઇએ જોયો, ન કોઈબી જોશે, એવો ખ્વાબ તે સ્વપનામાં.

દીઠો ચલકતો તેજ ચંદ્ર, રાત રૂપેરી સ્વપનામાં.
ચહડયુ સરપર, વાદલ કાળું, મુજને ઘેરી સ્વપનામાં.
થઈ એકાએક રાત અંધારી, હતી રૂપેરી સ્વપનામાં.
ફાડી વાદલ, પડયાં જાનવર, જંતુ ઝેરી સ્વપનામાં.
એક સિંહે મુજ પેટને ફાડી, બાળક કાહાડી સ્વપનામાં,
લેઇ બેઠા તેને ત્રણ વાઘો, ઘેરીઘારી સ્વપનામા
થઇ નિરાસી, પડી બાવરી, કિધી મે જારી સ્વપનામા.
છોડી આસ મેં મુજ બાળકની, રડી પૂકારી સ્વપનામા

શેર.

રહેમ થઈ કુદરતની એવી, મુખ ખોલી બોલીયુ બાલ,
ના ડર માદર, ના કર ફિકર તું, એ છે દુશમન કંગાલ.
છે ગગનપર તારા ચલકતા, શત્રુ તેટલા હોય,
રહેમ હોય જો બન્દા પર રબની, બાલ ઉખાડે ન કોય.

---

## જાહેર કીધી નજુમીએ, દોગદાએ જોએલા ખ્વાબની તાસીર.

### ગાયન. ઢીંડી.

તુજ ખ્વાબનો છે ભેદ ભરમ ન્યારો,
તું જણુશે એક પુત એવો પ્યારો,
જેના કાંમ અને નાંમ થશે ન્યારા,
થશે દેવ પરસ્તોના મોહો કાલા

### શેર.

ખુદ ખુદાવંદ સંગમા બેસી, તુજ પુત કરશે વાત,
છત્રપતી ઈરાની શાહા, ધરશે તેનો હાથ
નિશ્ચય એ મન જાણજો તમ, પેગમ્બર એ થશે,
જરાથુશ્ત બેશક બેગુમાન, કુલ ઈરાનને મન વસે

---

### પેગમ્બર જરથોશતનુ આ દુનિયામા જનમવુ.

### ગાયન. પીલુ–મુલતાંની.

સૌ મલો પારસી સંગ નર નારી, જરાથુશ્ત ગુણ ગાવોજી
દીન ભલી મઝદીયસ્નની, તે પારસી ખાતર લાયોજી
નમન કરી તમ સરમે ઝુકાવો, આશીસ તેના પાવોજી,
દિધો જાન જેણે દીન ખાતર, ધરમ તેહનો ચહાવોજી
થયો હુકમ યઝદાંના એવો, જરથોશ્ત તમ જાવોજી,
ભલી અવસ્તાવાણી લઈને, જગ અંદર ફેલાવોજી

---

### ગાયન સૌજ.

**સબલાંનના પાહાડની ટાંચ ઉપરથી નિચે ઉતરવુ જરથોશ્તનુ, અને મઝદીયસ્નની દીન ફેલાવવાનુ કાંમ શરૂ કરવું.**

કરી સંગ મસલત દાદારની,
ભવિશની જાણી લિધી સૌ ખબર,
નબી ચાલીયા છોડી 'રેએ' શેહેરને,
મલી સંગ બેશી ઇરાનની સફર —૧

સહે લાખો સકટ, હજારો સિતમ,
ભલી દીન ફ્રાએશ કરવા થકી,
ભટકતા રહ્યા થઈ વતન બેવતન,
ન ડરતા કદીબી તે મરવા થકી—૨

નબી જઇ પુગા આખેરશ એક દન,
ભલી 'દાઇતી' ના કિનારા ઉપર,
સિતાએશ અહુરની તે કરતા હતા,
ઉભા આવી 'બહમન' કરતા નજર—૩

ઉતરયા તે સાહેબ આસમાનથી,
ગયા લઇ જરથુશ્તને પેલી જેહાન
ઝૂકી કીધી હઝરતે સૌને નમાજ,
ખુશી કુલ્લ અમશાસપદ યઝદાન.—૪

---

ગાયન. કાહનરો–બહાર.

ઇરાંનમા ખીલી રહેલો ફસલ-એ-બહાર

છાઈ રૂત પસદ બહાર બહાર
ખીલે વન મોહોર, ખીલે ફુલ, સુર્ખ, જર્દ લાલ—૧
દારે દાર, પાતે પાત, ફુલ ફલ હસી રહે,
મોર શોર કરી રીજાએ—૨

---

ગાયન. કાંહનરો
બંદગી કીધી પેગમ્બર સાહેબે 'દાઇતી' નદીને કિનારે
દાદાર અહુરમઝદની

તુ તો નામ ખુદાનુ હરદમ લે રે, ગાફીલ ના દીલ થા. ૧
અવલ તુંઇ, આખર તુઈ, જાહીર તુ બાતેન,
તારમા તુંઇ, તાનમા તુંઇ, ગાફીલ ના દીલ થા—૨
દંમમા તુંઇ, મંનમા તુંઈ, તુજ વંન કુલ્લે નકામ,
સુરમા તુંઈ, નુરમા તુંઇ, ગાફીલ ના દીલ થા—૩

---

ગાયન. પીલુ–ધનાશ્રી.
વખાણ ગાઇ જરથોશ્તે દાદાર અહુરમઝદની
શેર.

હતો બહારની ફસ્લનો તે વખત
જગે જગ કરે ગેલ હસી કુદરત.
જોઈ બાદે બહારી અને રંગ નાજ,
ઝુંકી સર નબીએ કીધી નમાજ

ખુદાવદ તુ છે જગતવારો,
જમીન જમાનો, દીન દુનીઆનો,
તું છે પાલનવારો.–૧
ખુદાવંદ ફરેશ્તાની હારો,
યઝદો બનાવી, મિનોઈ સમારી,
એવો અક્કલવારો.–૨

ખુદાવંદ. તું છે હુંનર વારો,
સુરીય, ચંદ્ર, સીતારા ગગનપર,
એ તુજ હુંનર ન્યારો -૩
ખુદાવંદ તુ છે રાસ્તીવારો,
ઝાડ, જનાવર, દાનવ, માનવ,
બજાવે હોકમ તારો.-૪

---

ગાયન. કલ્યાંન.

**ઉપદેશ કીધો જરથોશતે, દુરથી અને નજદીકથી આવેલાં લોકોને.**

સુણો સજન નજદીકને દુર દેશના તંમ દીલજાની.
દીન ભલી મઝદીયશનીના ભેદને લો જાણી
ભુત કાળ ભુલી, ભવિશમે લો, સંા ઝન્દ અવસ્તા માની
એ કરશે મીનોઇમાં તારણ
એ છે ભવિશ સુખનુ કારણ
એ છે દુ.ખ દરદ નિવારણ
કરી વિચાર જુવો ગ્યાની—દીન ભલી

---

**જાહેર કીધો પાદશાહ ગુશતાસ્પે જરથોશતી દીનનો કાએદો.**

ગાયન જીલ્લા.

કરવો દુનિયાને ફાએદો,
છે જરથોશતી દીનનો એ કાએદો,—૧.

કરો દેવોને તારાજ,
અને બુરાઓનો નાશ
કરો ના રબને તમ વાએદો—૨

કટાવ.

સુખન બેમુલ મોતી સમ, સુણતાંજ થઇ ગઇ હોશ હેરત,
આલીમો, ફાજીલો, આકીલો, હાકેમોની,
ખુશી થઈ ગુસ્તાસ્પ શાહે એમ કહ્યુ,
અએ અશો દાનેશમન્દ જરથુશ્ત્રા-તુ પેગામચી દાદારનો—
મુજને દવાર, દીન ભલી દાદારથી તુને મલી,
દેખાડ હવે કઇ હમને તુ. ઇલ્મો હુનરના મોજેજા
હમ જાણી લેઇ, હમ જોઇ લેઇ, હમ સુણી લઇ,
દિલમે ધરી, તુજ દીન ભલી, કરશુ હમો,
ફાએશ તમામ, ઇરાન અને તુરાનમા

કુલ્લે જરથોશતીઓનો એકરાર.

કરશુ જગતને ફાએદો,
કરો ના જરથોશતજી વાએદો—૧
હમ કરશુ જાન નિસાર,
કરશુ દેવયશ્ની ઠાર,
લડશુ અવસ્તાનો લઇને કાએદો—૨

---

ગાયન. કાલીંગડો.

કેદ પડવુ બદીખાંને હજરત જરથોશતનુ.

શે.

ખુશીથી જરાથુશ્ત થયા બદીવાન
નમી શાહાના હુકમને દીધુ માન
ન પીતા તે પાણી, ન ખાતા કઈ અંન,
'ને સમજાવતા દીલને એવા સુખન

છોડી ગયા સૌ દોસ્તો-દુશમન સતાવા રહી ગયા,
રૂડા તો સૌ ચાલી ગયા-બુડા મરાવા રહી ગયા —૧.

ડંખ રૂજવવા દીલના-સાચા હકીમ મળતા નથી,
બદ ગુમાનીઓ ફકત-ગરદન કપાવા રહી ગયા —૨

નામ કિધા તેઓએ અમર-જે આ જગમા થઈ ગયા,
એવકાઓ દીન ધરમનુ-નામ ડુબાવા રહી ગયા —૩

શેર

શાહે આલમ તુ ખુદાવદ, તુજથી છે દુનીયા-એ-દુ
એક તુ છે, એક વગર છે, સર્વ મીંડા મિસ્લે સુન
તુ છે અવ્વલ, તુ છે આખર, તુ છે જાહિર, તુ ભિતર
દુર કરે જો નુકટો નુનથી, તો થશે ના કામ નુન

———

## ગાયન ભેરવી-પીલુ

### જરને ખાતર જગમા ચાલી રહેલી જોહાકી.

જુવો જુવો દુનીયાં દગાખોરી.
જુવો, જુવો, જરને ખાતર, પીદર, માદર,
બ્હેન, બીરાદર, દીલથી દિલદારીને, દેશે વિસારી,
કઇ અદના 'ને આલા-કઇ બચ્ચાં 'ને બાલાં,
કંઇ ભોલાંને ભાલાં-કઇ ગોરાને કાલા
થઇ જર પર કુરબાંન-લેશે કઇકોના જાંન,
લેશે કઇકોના માંન-લેશે કઇકોના ધાન.—૧

શેર

કંઇ લાખોને મારી સેંહકડો થયા જરદાર,
દયાનત બગડે જરદારની, ગરીબો મરે ઠાર.

કાઇ લાખોને મારી, ફરે વડી ગાડી.
'ને પાપોની ઠાલી, લેશે સર ઉઠાવી
થઈ રાતા 'ને માતા 'ને ધાત્તા 'ને ધાત્તા 'ને પોહળા ને ચોહરા,
પણ બાતેનમા બદગુમાન, છે ઇજત પર વાર, 'ને જરની દરકાર,
૪ । ખાતર કરે કોઇનેબી ખ્વાર—જુવો દુનીયા

---

## 'લોભ પાપનુ મુળ.'
### ગાયન. માલકોશ.

જશે જગત લોભ ગર્વથી જલી,
તજી ક્રોધ દીલે કર બદગી ભલી—૧
આ પાપી જગતમે ઠામ ઠાંમ,
થાય પાપ લાખ, કર માફ યઝદાંન,
જગમા હતા જે શ્યાણપતીઓ,
તે શ્યાણ ચુકી બન્યા નાદાન–જશે જગત—૨
તજ બંન્દા તુ ગરૂરાઇ, હે કરાઇ, ત્હે કરાઈ,
ગઇ ગરૂરથી જમશેદની શાહી,
ઓ ભાઇ કરજે ભલાઈ, ના થાઇ–
જગ જમની, જેની હતી શાહી સવાઈ—૩

---

## જરથોસ્તી ધરમની જીહાદ
### ગાયન. કલ્યાણ. પદ

સૌ મલી હમદીનો આજ દીનનો ઝુન્દો ઉઠાવો.
કરો દીન ખાતર તારાજ, રાજ દુરવન્દનુ ઉઠાવો
સૌ દીન જરથોશ્તી ચાહી, જીગરથી ગુણને ગાવો,
કુલ કરો તુરાનને ફના, રાજ જરથોશ્તી મચાવો
સૌ મરો ધરમ દીન કાજ, ન્હસાડો નિચ તુરાની,
કરો ફાએશ દીન ખાતર, જમીન પર લોહીના પાણી

---

## ગાયન. ખમાચ

## જરથોશતીઓની ફતેહ

ફતેહ, ફતેહ, ફતેહ, ફતેહ, ફતેહનો આ દન છે,
જરથોશ્તી ધજા ઉડી, ઘેરે ઘેર જશન છે
શુર વિરો ગાજ્યા ગુણી, દુર થયા દુશમન છે,
મુવા તેઓ સુખે સુતા, જીવતાને ચમન છે

---

## મહાંન પેગમ્બર જરથુશત્રા

## ગાયન. દેસ. સાખી. બીલમપદ.

ગયો સરસમા સરસ નેક, જરાથોશ્ત સ્પેન્તમાન.
દીન ભલી લાયો જગ થકી, બ ફરમાને યઝદાન
ભુલે નહી જરથોશ્તીઓ દીલથી તમને, વધુ મુખે શુ કહે, નબી પ્યારા,
પ્યારા, ગુણ તમારા, અતી ન્યારા, હર જરથોશ્તીઓની
ચસમોના તમો છો તારા–૧

દીન ભલી મઝદીયરની થકી, આ જગમા લીધો જનમ,
વરશ સાત અને સીત્તરે, જીંદગી થઈ ખતમ
દેએ માસ, ખુરશીદ રોજે કતલ થયા, (બલખ દરમ્યાન.)
તુર બરાતુર હાથ.

હાય! હાય! હુમારા, નબી એ પ્યારા, દીન આધારા,
જરથોશ્તીઓના નિગેહબાંન સારા.

---

## દુનીયાંનુ દરપણ.

### રાગ—સમય અનુસરતો.

કહું સજન સત વચન રતન સમ ધારીએરે,
હવે તારી–મારી કરતાં, જન્મ જશે, વિચારીએરે—૧.

લોભી વગર નહિ જીવે ધુતારા–સ્ત્રી વન નહિ સસાર,
ચહડે બેહડુ બેહેડાની ઉપર–પણીઆરીને ભાર
પગ જોઈ પાથરણુ યારો વારીએરે–હવે તારી–મારી—૨.

વર વગર કણુ શોભે જાન નહીં–હરામીના એ ભાગ
તાલ વિનાનુ ગાનુ નહિ–શુ કઠ વિનાનો રાગ
પવન ઉપર પીઠ ફેરવી ચાલીએરે–હવે તારી–મારી—૩.

પાણી પીઇને ઘર નહી પૂછીએ–દીકરી દઇને કુળ
હાથ ઘાલીને ડર નહી પૂછીએ–પસ્તાવાનુ મુળ.
એ ત્રણેથી ચેતી સદા દુર ચાલીએરે–હવે તારી–મારી—૪.

મોરની ચાલે તીતર ચાલે–મરે ન માદો થાય.
લાબા પાછલ ચાલે ટુકો–મગોલ મોહત મરી જાય.
લખ્યા લેખ ના ફરે કદી–સત ધારીએરે–હવે તારી–મારી—૫.

મોહ પર મીઠું અદર કપટી–નામ ખુદાનુ લેય,
ભલે પડો એવાંઓ ઉપર–કે દગો દોસ્તને દેય.
પરણે તેને આશીરવાદ સારીએરે–હવે તારી–મારી—૬.

ગજ ગજ લાબુ ભરે સઘલાં—તસુ ન ફારે કોય,
જન્મ આપે મા—બાપ જગતમા—કરમ ન આપે કોય.
જર, જોરૂ, ને જમીન કદી નહી ધારીએરે—હવે તારી—મારી—

પાવ પલકની ખબર નથી—કર કાંમ કાલનુ આજ.
જીવની ઉપર ભમે જંમ—જેમ તીત્તર ઉપર બાજ.
કરૂ દર્પણ અર્પણ જઇ ઘરે વિચારીએરે—હવે તારી—મારી—



ડૉ. ધનજીભાઇ નવરોજી પટેલે લેમીંગતન રોડ, એડવર્ડ બીલડીંગ મધે
પોતાને માટે છપાવી પ્રગટ કીધું છે.

ધી "ફોટ પ્રીન્ટીંગ પ્રેસ"માં માણેકજી જીવણજી તવરીઆ[illegible] ન० १)
પારસી બજાર સ્ટ્રીટ કોટ, મુંબઇ મધે છાપ્યું છે